| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ્ર૦ તડકેશ્વર | ગાય૦ | ૯ | ૦ | ૯ | ૬ જૂન | ૧૮૧૭. |
| કસ્બે મોતા | ” | ૧ | ૦ | ૧ | ૬ જૂન | ૧૮૧૭. |
| પ્ર૦ બગવાડા | પેશ૦ | ૭૫ | ૬ | ૮૧ | ૬ જૂન | ૧૮૧૭. |
| નીમે મગદલ્લા તથા પીપળોદ | | ૧॥ | ૦॥ | ૨ | ૬ જૂન | ૧૮૧૭. |
| વેસુ અને ખજોદ | | ૨ | ૦ | ૨ | | |
| કસ્બે રાંદેર | | ૧ | ૦ | ૧ | ૧૩ મે | ૧૮૦૦. |
| | | ૬૫૯॥ | ૬૦॥ | ૭૨૦ | | |

એણી વિગતે પેશ્વાનાં ૧૦ ને ગાયકવાડના ૪ મળીને પ્રગણાં ૧૪, કસ્બા ૩, વેસુ તથા ખજોદ મળીને ૨ અને મગદલ્લા તથા પીપળોદ નીમે કંપનિ સરકારના તાબામાં આવ્યાં–કુલે ગામ ૭૨૦માં ૬૫૯॥ તે ખાસ સરકારી અને ૬૦॥ તે જાગીરનાં

૫. હાલમાં સરકારે પોતાના તાબામાં સુરત અઠ્ઠાવીશીનાં પ્રગણાંના આઠ મહાલ કર્યાં છે તે સંબંધી હકીકત સંવત્ ૧૯૨૦ની દિવાળી આખર સન ૧૮૬૪–૬૫માં થયેલી માપણી પ્રમાણે શુમારે આ પ્રમાણે હતી.

| મહાલ. | ગામ. | એકર* | વસ્તી. |
|---|---|---|---|
| ૧ ઓરપાડ | ૧૪૨ | ૨૦૭૨૦૦ | ૯૯૪૦૦ |
| (ઓરપાડ, કુડસદ). | | | |
| ૨ ચોર્યાશી | ૬૩ | ૪૪૯૪૦ | ૨૪૪૭૫ |
| ૩ બારડોલી | ૧૩૮ | ૧૨૭૦૪૦ | ૬૦૧૦૦ |
| (સરભોણ, કડોદ, વાલોડ). | | | |
| ૪ સુપા | ૭૮ | ૧૦૧૦૨૦ | ૫૬૫૦૦ |
| (સુપા, જલાલપોર, પારચોળ). | | | |
| ૫ ચીખલી | ૬૮ | ૧૦૫૮૧૦ | ૫૦૬૦૦ |
| ૬ વલસાડ | ૧૭૩ | ૧૮૪૩૦૦ | ૧૧૩૭૮૦ |
| (વલસાડ, બગવાડા, પારનેરા). | | | |
| ૭ માંડવી | ૧૫૩ | ૧૧૯૬૮૦ | ૩૪૧૨૩ |
| ૮ અંકલેશ્વર | ૧૦૨ | ૨૨૪૧૯૦ | ૫૮૨૯૦ |
| (અંકલેશ્વર, હાંસોટ). | | | |
| | ૯૧૭ | ૧૧૧૪૧૮૦ | ૪૯૭૫૬૮ |

ઉપજના રૂપીઆ.

| | |
|---|---|
| કુલ સરકારી ખાલસાના | રૂ. ૨૪૧૧૦૦૦ |
| ઈનામી બારખલીના | રૂ. ૫૩૭૫૦૦ |
| સાએર | રૂ. ૨૮૨૫૦૦ |
| કુલે | રૂ. ૩૨૩૧૦૦૦ |

૬. હાલમાં સુરત અઠ્ઠાવીશીમાં ગાયકવાડના ૧૪ મહાલ છે તે આ–૧ વસરાવી, ૨ ધરાં, ૩ કામળેજ. ૪ ટીંબા, ૫ બલેશ્વરી, ૬ તેલાડી, ૭ ગણદેવી, ૮ મરોલી, ૯ વીહારા, ૧૦ સોનગઢ, ૧૧ મહુવા, ૧૨ અનાવળ, ૧૩ અંતાપુર, ૧૪ વસતપુર, વરિઆવ ને નવસારી એ બે કસ્બા છે. બ્રિગ્સ લખે છે કે એ અઠ્ઠાવીશીની લંબાઈ ૬૫ માઇલ ને પહોળાઈ ૪૮ માઇલ છે; વસ્તી ૩,૫૦,૦૦૦ની છે અને ઉપજ ૯ લાખ રૂપીઆની છે.

સંવત્ ૧૯૧૨–૧૮૫૬માં પેદાશ ૯ લાખની હતી; સંવત્ ૧૯૨૦મા ૩૨ લાખની હતી, એમાં ૨૫ લાખ જમાબંદીના અને ૭ લાખ સવારીનો વેરો. સંવત્ ૧૯૨૧માં ૨૬॥ લાખ જમાબંદીના ને ૩॥ લાખ માપણીનો ખર્ચ મળીને ૩૦ લાખની પેદાશ હતી.*

૭. ગણદેવીમાં ગોળ ઘણોજ થાય છે; ફણસ ને અનનાસ તો અહીંના જેવા બીજે કોઈ ઠેકાણે ગુજરાતમાં થતાં નથી. ગણદેવી પ્રગણા જેવી બાગાયત જમીન ગુજરાતમાં નથી.

૨ ચીખલીમાં ભાત ઘણુંજ પાકે છે.
૩ મહુઆમાં તુવેર, ભાત પાકે છે.
૪ ઓરપાડમાં ઘઉં, કપાસ, બાજરી વિશેષે પાકે છે.
૫ હાંસોટમાં ઘઉં.

* સુરત જિલ્લામા ૩૪ વસાનો, ભરૂચ જિલ્લામા ૩૮ વસાનો એક એકર થાય છે.

* વરિઆવ જઈને ત્યાંના એક ઘણા વર્ષના ઈજારાના ભોગવટાવાળા દેસાઈને પૂછ્યું કે સુરત અઠ્ઠાવીશીમાં ગાયકવાડી જમીનને તેની વસ્તી કેટલી છે? તેણે જવાબ દીધો કે એ રાજ્યની વાત પૂછવીજ નહિ. હજી જમીન મપાઈ નથી ને રાન મપાય તેવાં પણ નથી ને થોડા પગાર એટલે મોજણીદાર બરોબર માપતા પણ નથી. વસ્તીપત્રક થયુંજ નથી ને ઉપજને માટે તો આવું છે કે ત્રણ વીધાં જમીન હોય તોપણ પાંચ વીઘાં પ્રમાણે ખેડુત પાસે લેવામાં આવે છે. ગાયકવાડની રૈયત ઘણી કંગાલ છે, માત્ર કારભારીઓ તાજા છે. સરકારના કારભારીઓ ઈજારદારોને લૂટે ત્યારે એઓ રૈયતને ન લૂટે?

૬ તડકેસ્વરમાં કપાસ.

૭. ચોર્યાશી } જુવાર
૮ બલેશ્વર }

૯ સુપા પારચોળમાં ગોળ.

૮. કતારગામ, વરિઆવ, અડાજણમાં તંબાકુ થાય છે. તંબાકુ મૂળ ચરોતરમાંજ, પણ પચાસેક વર્ષ થયાં સુરત જિલ્લામાં પાકવા માંડયો છે ને દસ વર્ષમાં તો ઘણોજ પાકયો છે-જેવો કતારગામમાં થાય છે તેવો ચરોતરમાં પણ થતો નથી.-કતારગામમાં પાણી પાવાની જરૂર પડતી નથી.

૯. ચોર્યાશીનાં ગામ, કતારગામ, વેડ, સીંગણપોર વગેરેની જરાએત જમીન, ગુજરાતની સારામાં સારી જમીન કરતાં ઉતરતી નથી. ચરોતરમાં સરસમાં સરસ જમીનનો દર ૪।।-૫ નો છે, પણ ચોર્યાશીનાં ઉપર કહ્યાં તે ગામોમાંની કેટલીક જમીનનો દર ૭ાનો છે.

૧૦. સુરત જિલ્લાને લગતો એક સુરત ઇલાકો કહેવાય છે તેમાં સચીન, વાંસદા, ને ધરમપુર એવાં ત્રણ સંસ્થાન છે. એ ત્રણેને સુરતના કલેકટરની નજર તળે મૂક્યાં છે. સચીનનો નવાબ ને વાંસદા તથા ધરમપુરના રાજા કહેવાય છે.

૧. સચીન સંસ્થાનમાં ૧૭ ગામ (ચોર્યાશી પ્રગણામાં) ને ૧૩,૦૦૦ માણસની વસ્તી છે. નવાબના બાપદાદા જંજીરામાં રહેતા, પણ હાલના નવાબનો દાદો બાલુમીઆં તે જંજીરા છોડીને પોતાને અંગ્રેજ સરકારે આપેલા ગામમાં આવી રહયો. જમીનની ઉપજ જુવાર તથા કપાસ છે.

૨. વાંસદા સંસ્થાનમાં ડુંગરા તથા રાન ઘણાં છેઃ-વસ્તી ૧૯,૯૦૦ની છે, ને ઉપજ નાગલી, કોદરા, મહુડાં, ખજુરાંની છે.

૩. ધરમપુર સંસ્થાનમાં પણ ડુંગર તથા રાન ઘણાં છે-એની લંબાઈ ૨૪ ને પહોળાઈ ૧૫ માઇલ છે-વસ્તી ૩૦,૦૦૦ની છે, અને ઉપજ ભાત, નાગલી વગેરે અનાજની ને સાગનાં લાકડાંની છે. ડુંગરની તળેટીમાં પાણી પાયા વિના શેરડીઓ થાય છે.

## પૂરવણી.

અબુલ ફજલ લખે છે કે 'સુરતની સરકારના ૩૧ મહાલ છે-વીઘાં ૧૩ ૧૨ ૧૩૫; મહેસુલ ૧૯૦ ૩૫૧ ૭૭ દામ (આશરે રૂ. ૩,૮૦,૭૦૨) તે સાથે ૧૮ ૧૨ ૭૦ દામ ધર્મખાતાંની જાગીરના એકઠા થાય છે. એ સરકાર ૨,૦૦૦ ઘોડા ને ૫,૫૦૦ પેદલ લશ્કર રાખે છે.'

સુરત શહેરનો વેપાર. સને ૧૮૦૨-૪માં આવકમાં માલની કિંમતના ૪૩૩૨૬૭૭ ને નગદી ૧૧૬૪૭૯૪ કુલે રૂ. ૫૪,૯૭,૪૭૧ એટલા હતા ને જાવકમાં માલની કિંમતના ૫૧૦૨૫૦૫ ને નગદીના ૨૫૭૫૧૯ કુલે રૂ. ૫૩,૬૦,૦૨૪ હતા. સને ૧૮૧૫-૧૬માં આવકમાં માલની કિંમતના ૪૧૬૬૫૨૩ ને નગદી ૨૨૦૫૩૭૭ કુલે રૂ. ૬૩૭૧૯૦૦ હતા ને જાવકમાં માલની કિંમતના ૫૧૭૧૭૧૯ ને નગદી ૯૮૭૪૯૫ કુલે રૂ. ૬૧૫૯૨૧૪ હતા. સને ૧૮૪૯-૫૦માં આવક ખાતે કુલે રૂ. ૩૧,૨૭,૯૧૩ હતા ને જાવક ખાતે ૩૯૫૬૭૩૪ હતા.

---

મહમ્મદ ઘોરીની તુકમના પાદશાહના અમલ તળે સુરત દિલ્હીને તાબે હતું તે ૧૪૧૩ સુધી. પછી સુરતમાં જે હાકેમ હતો તે આપ અખત્યાર હતો.

---

બાદશાહી વખતમાં થાણદાર, ફોજદાર અને બાંધ-ધર વીહારા સુધી સુરતથી નિમાતા. ભરૂચના ફુરજા ઉપર પણ દરોગો સુરતથી જતો. ભરૂચના હાકેમ અબદુલા બેગ સુરતના નવાબને વર્ષોવર્ષ રૂ. ૨,૦૦૦ આપતો.

---

તેગબેગખાન ઘણો જુલમી હતો. તેણે મરાઠાઓને મળી રૈયતની ખરાબી કરી.

---

અફઝુલુદ્દીન પાસે ૧૬૦૦ વીઘાં ભોંય, ૩૦૦ ખેડુત, ૨૦૦ હથિઆરબંધ સિપાઈ અને ૨૦૦ ચાકરનફર હતા. તેને એક લાખ ને પચાસ હજારનું પેન્શન મળતું ને ખાનગી જાગીર વાડી વજીફાની ઉપર ચોવીસ હજારની હતી. એ અને એના બાપદાદાઓ દાઢી નહોતા રખાવતા.